# પાઠ ૫૧ મો. મધમાખી વિષે.

મધમાખી=મધ બના-
વનારી માખી
હુનર=કસબ, કળા
તણી=ની
મેંનતુ=ઉદ્યોગી
મનહર=મનને આનંદ
પમાડે તેવો
મધપુડો=મધમાખીના
ઘરને મધપુડો કહેછે
અને તેમાં માખીઓ
મધ ભરી રાખે છે.
રચે=બનાવે
રસ=સ્વાદ
તત્કાળ=તે વખતે
મીઠું=ગળ્યુ
સર=થાય
અપાર=ઘણા
ડાહી=સમજણી
ચોકખી=સાફ; સુઘડ
દિસે=દેખાય
આળસ=એદીપણુ
તજે=છોડીદે, મુકીદે
પંકાય=વખણાય

( ૧ ) હે મધમાખી ! તુ એટલી બધી મહેનતુ છે કે જાણે હુનરની નિશાળ હોયની ! મનને આનંદ પમાડે તેવો સુન્દર મધપુડો બનાવી તે વખતે તેમાં સ્વાદ (ગળપણુ) મુકે છે.

( ૨ ) મીઠું મધ ચુશી લઇ મીણ બનાવે છે, તેથી ઘણાં કામ થાય છે, અને તે ( મધ અને મીણ ) ઘણો ફાયદો કરે છે

( ૩ ) આવુ નાનું સરખું જીવડું છે, છતાં કામ મોટાં ( જરૂરનાં ) કરે છે તુ ડાહી અને સુઘડ દેખાય છે, અને બધું આળસ છોડી દે છે.

( ૪ ) કીડી કરોળીઆ અને મંકોડા વગેરે જેઓ ઉદ્યોગી જીવડાં કહેવાય છે તેમા હે મધમાખી ! તું વખણાય છે, એટલે તે બધાથી તુ ઉત્તમ ગણાય છે

**સાર**—મધમાખી અને કીડી જેવા પ્રાણીઓ સુઘડ રહી આવો ડહાપણ ભર્યો ઉદ્યોગ કરે છે તો આપણે તો અવશ્ય કરવોજ જોઇએ.

# ડિક્ટેશન.

પરમેશ્વર
વટેમાર્ગુ
ભક્તિ
ધર્મશાળા
સુરજમાંથી
અંધારૂ
ચંદ્રમા
અજવાળું
પૃથ્વી
કુદતી
દોસ્ત
લોહીલોહાણ
ભાગ્યશાળી
ઠીકરૂં
કૂકડ
નિશાળ
સજજડ
પ્રેમ
પૂછયું
કહ્યું
લગાવ્યો
છુદાઇ
ડાહ્યો
ફોઇગપલુ
મસ્તી
હાડવૈદ
છોકરૂ
બાંધ્યું

સરજ્યાં
ઉતરાણ
તિથિ
પર્વ
શ્રાવણ
પખવાડીઆં
પૂનમ
કારતકી
મહીનો
પ્રાણીઓ
અજાણ્યું
ગોધતો
બંદીખાનામા
ચાદની
કુતરાને
છુટ્ટું
સમજાવ્યું
ઊંઘ્યા
ભાઇભાંડુ
ઢોગ
ભાગ્યે
પસ્તાયો
મુદ્દલ
પાટલુન
હડીસીગ
નાહતા
રિસાય
પીરસલી

માગશર
પોષ
શિઆળો
સૂદ
ત્રીસ
ચૈત્ર
શિખંડ
ચોમાસુ
દિવાળી
અજીતસિંહ
બહાદુરસિંહ
કિલ્લો
ચક્રરમાં
દઢ
છુટ્ટો
મિત્ર
પીતરાઇ
સુનુ
રસ્તો
આહાહાહા
સિવાય
કુટુબ
સ્વાદે
સોહામણી
અધુ
મુલક
છંછેડે
ધાન્યથી

વખુટી
સુખડીઆ
બહેકબહેક
દ્રાક્ષ
તૈયાર
દુકાનો
કંસારાની
પિત્તળ
પેંડા
શણગારવી
બેનપણીઓ
મૂકેલુ
વિવાહમાં
કદ્દા
રામચંદ્રજી
કૌશલ્યા
ગણકાર્યું
ફેંકી
ખીજવાયા
મધુર
હાલરડું
મહારાજા
પ્રધાનને
દર્પણ
બ્રાહ્મણનું
કચરોપુંજા
વિદ્યાર્થીઓને
ગુજ્જાન

મિઠાઇ
લક્કડ
પુષ્કળ
સુતરાઉ
ઊનનું
સરૈયાની
સિપાઈઓ.
કુદડી
પુતળી
સમજાવ્યું
મૂર્ખ
અભાગણી
બચાવનાર
હોશિયાર
કુતરો
સંદેશો
પહોંચાડી
ખોડંગતો
માયાળુ
ભાઇભાંડુ
દુ:ખી
ત્રીજાએ
હુંફાળું
શીખવવાનો
પસંદ
શાબાશી
જણાવ્યું
અમારૂ

| | | | | |
|---|---|---|---|---|
| કુટેવ | ઊંહઊંહ | પોંક | છોકરાંછૈયાં | આગગાડીના |
| ભેંકડો | મુદ્દલ | ભાણાભાઇ | ઇશ્વર | ગાર્ડને |
| પહોંચાડયો | આપ્યુ | પુતળાં | નોળીઆનું | સરનામુ |
| શિખામણથી | ચકભિલ્લુ | ઉલટભેર | બચ્ચું | સ્ટેશન |
| જક્કીવેડું | કચ્છ | ધોતલીમા | તરફડતુ | ફેંકજો |
| શિકારી | ભૂલથાપ | હોંસભેર | ઉછેરીને | સિસોટીનો |
| અભાગીઉં | પેંતરા | વહેંચી | સુવાડી | પંપાળીને |
| વિઆય | બહાદુરી | ફૂટયુ | સોંપી | મિનિટ |
| ભેંસો | મહેતાજી | ઢીંગલી | ગુસ્સો | ખબરદાર |
| હૂંફમાં | ગુરૂ | ઝૂટવી | લોહીઆળું | હીંચકા |
| પિવાડતો | ડરાવ્યા | ચીથરાની | ભાગીતૂટી | હિંચોળે |
| ઢીંમણું | નાહવા | ઓચીંતી | દક્ષિણ | દુકાનદારો |
| હડસેલી | ખુલ્લું | તડંગધુમ | વસ્તુનો | લક્ષ્મણ |
| પાદશાહ | ગુમાવ્યુ | પ્રાર્થના | માસ્તર | ટિકીટ |
| ખલીફા | ફક્ત | પહેરામણી | સ્લેટ | ફુંકાય |
| રૈયત | છીનવી | તીર્થ | પહોળાઇ | ગુંગળાઇ |
| નીમણુકની | ભુલીશ | દુસ્મન | ફૂટપટી | બારણું |
| શાહજાદીઓ | ભરપુર | અભસીંગ | વિજ્યા | મૂળમાંથી |
| ચીતરામણ | ખૂબસુરત | મોહનસીંગ | મુકુન્દ | ફળીઉ |
| રમકડાંથી | રૂપિઆ | માનસીંગ | પ્રમાણે | ધાન્ય |
| તહેનાતમા | હૈયુ | પરણાવ્યા | લંબચોરસ | સેકાઉ |
| ફરજંદોને | દુ:ખ | દશેરાનુ | ગેલીરીઓ | જંતુ |
| અલ્લાએ | બરદાસ | હીમત | સ્ટેશન | નિર્દય |
| દીલગીરી | ભુખ્યા | લુણ | નિશાળ | સાંભળવાનું |
| ઓઢો | ચોકખા | ફેંકયો | ચીતરવી | કહાણી |
| ઢળીઆવાળી | શીંગડાનો | ચર્ચો | સમજ્યો | જન્મ |
| ખોંખારો | ફુટડા | તડુકતો | કયારડા | છિદ્રો |
| લંગડો | ખેંચતાણ | ફૂદતુ | ઇશ્વરલાલ | તાંબાકુંડી |
| મજબુત | પહોંચ્યા | ફુલાવી | લલ્લુ | ટંકશાળ |
| ભાગોળમાંથી | શિઆળ | હમેશા | અહીંથી | ભોંયમાંથી |

| | | | | |
|---|---|---|---|---|
| હાડકું | રંગરેજ | ધ્રૂજતો | સુગમ | સિક્કા |
| ગુમાવ્યું | પ્રાણીઓને | ઋતુમા | અધિકારીઓ | શિરોઇ |
| બકરૂ | સિંહને | અગુઠીઆં | બંદોબસ્ત | વર્ગમાંના |
| હડખાએલા | ભઠ્ઠીમાં | ઠુંકડું | મામલતદાર | કુમળું |
| ત્રીજો | લગ્ન | પહોંચ્યા | દાક્તર | ખુજળી |
| ઠાવકું | પિઆરેથી | પુષ્કળ | હવાલદાર | ઝીઝવો |
| પહેરેલુ | ચૌટામા | દિશાઓ | વહેંચતો | ધુપેલ |
| શિકારી | રડયુ ખડયું | પશ્ચિમ | હુડી | સુંવાળી |
| જુઠું | તમારૂ | પૂર્વ | વનસ્પતિ | અત્તર |
| છુટું | આપકર્મી | કસરતશાળા | ધોધાટ | મૂળીઆં |
| ઉંચકયાથી | બાપકર્મી | ઉત્તર | વગધગતા | નકામું |
| સુકવીને | કાદવકીચડ | આળસુ | નક્કર | ઇંદ્રિયો |
| પુળીઓ | દિવાળી | કુકરેકૂક | ઝપાટાબંધ | સ્વાદ |
| સુગંધ | લીલાછમ | કુકડો | ભુસું | સૂઘી |
| પાંદડીવાળુ | છુટુંછુટું | ઉકરડા | દોડનારૂ | જાણ્યું |
| સુપડાં | સુકવશે | મુસલમાન | ટટ્ટુ | ઉંચું |
| મૂજ | ડુક્કર | ખાણોચીઆમા | કણાગરૂ | નીચું |
| મહીકાંઠા | વતા | ભિજાતુ | ખચ્ચર | સુંવાળી |
| સળંગ | મબંધી | અણીદાર | પુછડીને | સાલ્લા |
| ગુચ્છો | ભોંયપર | પાળ્યા | જુમખો | છૂટ્ટી |
| ઇબ્રાહીમ | અગિઆર | ખોતરવાની | ખોખારે | કીરમજી |
| ખેડુત | શિઆળવાં | વળગુ થુ | ગવેડુ | ખુલતો |
| હળપુણી | નુકસાન | વસ્તુ | ભૂકેછે | કેસરીઓ |
| લઇ | વારંવાર | રઝળી | અડીઅલ | ઓછાવત્તા |
| એકસામટું | ઉજળો | ચીચી | ધીરજવાળું | ગુલાબી |
| ધુસરી | હિસાબે | ઊડઊડ | ડુંકું | બાસ્તો |
| સંતોષ | સફેદી | મજબુત | ડુંગરા | દોશીવાણીઆ |
| કૌવતવાળુ | રંધાઇ | કેશવાળી | તાળવુ | ભીંગડા |
| વસ્રો | ધઉને | પ્રીતિ | ઢીચણ | જામદાની |
| ઉત્તમ | જુવાર | ટટ્ટી | હડપચી | કપડું |

| | | | | |
|---|---|---|---|---|
| અથાણું | તત્કાળ | નીમકહલાલ | મોંમાં | અંગરખી |
| ખવડાવુંછુ | મધપુડો | પ્રાણીનો | વચ્ચે | સુતરનાં |
| નીરૂછું | બગાડયું | પુછડી | તળીઉં | છીટ |
| લુહારે | ઇડાં | સુવાળા | ઘુંટી | લુગડાં |

# પદાર્થપાઠ.

## સવાર ને સાંજ.

પ્ર૦ દિવસના કેટલા ભાગ છે અને કયા કયા ?

ઉ૦ ત્રણ. ( ૧ ) સવાર ( ૨ ) બપોર ( ૩ ) સાંજ.

પ્ર૦ સવાર કોને કહે છે ?

ઉ૦ સૂર્ય ઉગે તે વખતને

પ્ર૦ સાંજ કોને કહે છે ?

ઉ૦ સૂર્ય આથમે તે વખતને.

પ્ર૦ બપોર કોને કહે છે ?

ઉ૦ સૂર્ય માથે આવે તે વખતને.

પ્ર૦ સવારમાં આકાશ કેવુ દેખાય છે ?

ઉ૦ પૂર્વ દિશામાં સૂર્ય ઉગતો દેખાય છે. તે સોનેરી રંગનો પીળો દેખાય છે. આકાશનો રગ તે વખતે લાલ દેખાય છે. ધીમે ધીમે સૂર્ય ઉચે આવતો જાય છે અને ધોળા રંગનો થતો જાય છે. દુનિયા ઉપર રાતના અમલનો પડેલો અધારાનો પડદો દૂર થતો જઇ અજવાળું પ્રકાશતુ જાય છે

પ્ર૦ સવારમા શુ કામ થાય છે ?

ઉ૦ બધા સૂતેલા ઉઠી, દાતણપાણી કરી, સૌ સૌને ધધે વળગે છે. વૈરા પોતપોતાનો ઘર ધધો કરે છે, ખેડુતો ખતીના કામે

તૈયાર થઇ જાય છે, દુકાનદારો દુકાન ઉઘાડી વેચવા-સાટવાને કામે જાય છે, મજુરો મજુરીએ, એમ સૌ સૌને ધંધે વળગે છે વિદ્યાર્થીઓ પોતપોતાનો અભ્યાસ કરવા માંડે છે. પશુ પખીઓ પોતપોતાની જગાએથી ઉડી હરવા ફરવા માંડે છે.

પ્ર૦ સૂર્ય ઉગે ત્યારે પદાર્થનો પડછાયો કઇ તરફ પડે છે? બપોરે કઈ તરફ અને સાંજે કઇ તરફ પડે છે?

ઉ૦ પશ્ચિમ તરફ. બપોરે વસ્તુની નીચે અથવા પગતળે, અને સાંજે પૂર્વ તરફ.

પ્ર૦ સવાર અને સાંજે તાપ ઓછો કેમ લાગે છે? અને બપોરે વધારે કેમ લાગે છે?

ઉ૦ સવારે અને સાંજે સૂર્યના કિરણ ત્રાંસાં પડે છે તેથી ઓછો તાપ લાગે છે અને બપોરે સૂર્યનાં કિરણ ઉભાં પડે છે તેથી તાપ વધારે લાગે છે.

પ્ર૦ સાંજની સ્થિતિ કેવી હોય છે?

ઉ૦ આકાશનો રંગ લાલ થતો જાય છે, ધીમે ધીમે અજવાળું ઓછુ થતુ જઇ અંધારૂ થવા માંડે છે, પક્ષીઓ માળા તરફ જવા માંડે છે, ઢોર ચરીને ઘેર આવે છે, ઘેર ઘેર દીવાના પ્રકાશ થાય છે, લોકો વાળુ કરવા માંડે છે, અને વિશ્રાંતિ માટે આરામ લેવાની તૈયારી કરે છે.

## હવા અને પવન.

પ્ર૦ હવા કોને કહે છે?

ઉ૦ જે પવન હાલતો ચાલતો નથી અને સ્થિર રહે છે તેને હવા કહે છે.

પ્ર૦ પવન કોને કહે છે?

ઉ૦ હવા જ્યારે ગતિમાન થાય છે એટલે ચાલે છે ત્યારે તેને પવન, વા કે વાયરો કહે છે.

પ્ર૦ વાવાઝોડું કોને કહે છે ?

ઉ૦ પવન જોરમાં વાવાથી તોફાન થાય તેને વાવાઝોડું કહે છે.

પ્ર૦ હવા અને પવન કયા રહેલાં છે ?

ઉ૦ આ પૃથ્વીની ચારે તરફ ખાલી જગામાં પૃથ્વીથી વધારેમાં વધારે ઉંચે બસેં મૈલ સુધી છે

પ્ર૦ હવા કે પવન પ્રાણી અને વનસ્પતિને મળે નહિ તો શુ થાય ?

ઉ૦ તેના વગર પ્રાણી માત્ર મરી જાય; માટે ઇશ્વરે ખાલી જગામાં બધે તે ભરેલી છે.

પ્ર૦ દિવસના કયા ભાગની અને કઇ જગાની હવા સારી અને તે શા માટે ?

ઉ૦ સવાર અને સાંજની; કારણકે તે વખતની હવા ઠંડી હોય છે; અને તે હવામાં પ્રાણવાયુ નામની હવાનુ તત્ત્વ ચોકખું અને વધારે હોય છે કે જેનાથી આપણે જીવી શકીએ છીએ તે વધારે હોવાથી આપણા શરીરનું સારી રીતે પોષણ થાય છે. માટે સવાર સાંજની હવા બહારની ખુલ્લા મેદાનની વધારે સારી હોય છે; કારણકે ખુલ્લા મેદાનમા વધારે સ્વચ્છ હવા મળે છે

પ્ર૦ ગામડામાં રહેવુ કયા કારણે લોકો પસંદ કરે છે, અને શહેરમાં રહેવુ કયા કારણે પસંદ કરે છે ?

ઉ૦ ગામડાની વસ્તી થોડી અને છૂટી છૂટી હોવાથી આસપાસ ઠંડી અને સ્વચ્છ હવા વધારે મળે છે. માટે તંદુરસ્તીને માટે ગામડામાં રહેવુ સારૂં છે. મોજશોખ ભોગવવા માટે શહેર સારૂ કારણ કે ગામડાંમા મોજશોખની વસ્તુઓ પૈસા આપતાં છતાં પણ મળતી નથી માટે મોજશોખ ભોગવવા માટે શહેર સારૂ છે.

પ્ર૦ પવન શામાટે કામનો છે ?

ઉ૦ દરિયા ઉપરની સૂર્યના તાપને લીધે પાણીની થયેલી વરાળને

એકઠી કરી જમીન ઉપર ખેંચી લાવી વરસાદ વરસાવે છે જેને લીધે અનાજ, ઘાસ પાકે છે અને તેથી પશુ પંખીઓ જીવી શકે છે; વળી પવનથી ફૂલોની સુગંધી બધે ફેલાય છે અને દુર્ગંધી પણ બધે ફેલાઇ જવાથી તંદુરસ્તી અટકે છે. તેનાથી સમુદ્રમા વહાણો ચાલે છે વગેરે.

## ચાક.

પ્ર૦ ચાક એ શું ચીજ છે અને તેની બનાવટ કેવી રીતે થઇ છે?

ઉ૦ ચાક એ એક જાતની માટી છે, તે દરિયાને તળીએ બનેલી અને તેને દરિયામા રહેતાં નાના જીવડાએ બનાવેલો છે દરિયાના તળીઆ ઉપર ચોમાસામા તણાઇ આવતી માટી કાંકરા કચરો વગેરેના થર બાઝી તળીઉ પુરાઈ જમીન થતી ગઈ અને દરિયો ત્યાથી આઘો ખસતો ગયો તેમ તેમ ખાણો ખોદતા તે માણસોને હાથ લાગ્યો.

પ્ર૦ ચાકમાં કયા કયા ગુણ છે?

ઉ૦ તે ધોળો છે, પોચો છે, પાણીમા ઓગળે નહિ તેવો, પાણીને ચુસનારો, દેવતામાં ઓગળે નહિ તેવો અને નક્કર છે

પ્ર૦ ચાકનો શો ઉપયોગ થાય છે?

ઉ૦ નાનાં છોકરા સ્લેટ ઉપર અક્ષર કાઢવા માટે તેને વાટી તેમા પાણી રેડી જાડો બનાવી તેનાથી લખે છે કોરા ચાકથી નિશાળમા પાટીઆ ઉપર અક્ષર લખી છોકરાને શીખવવામા આવે છે.

પ્ર૦ ચાકને ભઠ્ઠીમા બાળવાથી શુ થાય છે?

ઉ૦ ચુનો.

પ્ર૦ ચુનાનો ઉપયોગ શો?

ઉ૦ ચુનાને કચરી પલાળી તેમા થોડી રેતી ભેળવી લોકો તેનીગારથી ઘર ચણે છે, અને વાળાવે છે જેને લીધે ઘર મજબુત થાય છે.

## તાંબુ અને તાંબાનાં વાસણો.

પ્ર૦ તાંબુ એ કેવો પદાર્થ છે અને કયાંથી નીકળે છે, અને તેને શું કહે છે?

ઉ૦ તાંબુ એ ખનિજ પદાર્થ છે, ને ખાણમાથી નીકળે છે, અને તેને ધાતુ કહે છે.

પ્ર૦ તાંબાના ગુણ કહો.

ઉ૦ તે લાલ રંગનું છે, નરમ છે, અને ચળકતુ છે.

પ્ર૦ તાંબાની ઉત્પત્તિ કહો

ઉ૦ તાંબુ જમીનમાથી શુદ્ધ રૂપે મળે છે, તે ઇશ્વરની બનાવેલી વસ્તુ છે; જમીનમાંથી ખોદી કાઢીને તેને દેવતા ઉપર તપાવીને મેલ કાઢી નાખવા માટે ગાળી કાઢે છે; ગાળ્યા પછી તેના પતરા બનાવે છે અને તે પતરામાંથી કાપી કાપીને કસારા તેના વાસણો બનાવેછે.

પ્ર૦ તાંબાનાં વાસણો ઉપર જે કાટ ચઢે છે તેને શુ કહે છે અને તેના ગુણ કહો તથા તે કાટ બાઝે નહિ માટે શુ કરવુ?

ઉ૦ તાંબાના કાટને જંગાલ કહે છે, તે ઘણો ઝેરી હોય છે, તે જે ખાધામાં આવે તો મરી જવાય. તાબાના વાસણો ઉપર કાટ ચઢે નહિ માટે ઉપરથી તેને વારવાર ખાટી વસ્તુઓથી ખટવીને માંજી સાફ રાખવાં અને જે વાસણો ખાધાના ઉપયોગમાં લેવાતાં હો તેના ઉપર કલઇ દેવરાવવી કે જેથી કાટ ચઢે નહિ.

પ્ર૦ તાબાની શી શી ચીજો બને છે?

ઉ૦ લોટા, લોટીઓ, દેગડા, દેગડીઓ, ઘડા, કથરોટ, તાંબાકુંડીઓ, ચરુ, કઢાયાં, લીઓળીઓ, પવાલાં, પૈસા, પાઇઓ વગેરે.

પ્ર૦ પૈસા અને પાઇઓ શુ ઉપયોગમા આવે છે, અને તેને કોણ કરાવે છે?

ઉ૦ વસ્તુઓ વેચાતી આપવા લેવામા પૈસા અને પાઇઓ કામમ

લાગે છે. પૈસા અને પાઇઓ સરકાર કરાવે છે. તેમના વગર બીજાથી તે પડાવાની નથી. બીજો કોઇ પૈસા પાઇઓ છાનોમાનો પડાવે તો સરકાર તેને શિક્ષા કરે છે.

## પિત્તળ ને પિત્તળનાં વાસણો.

પ્ર૦ પિત્તળ એ કેવો પદાર્થ છે અને કેવી રીતે તે થાય છે?

ઉ૦ પિત્તળ એ એક ધાતુ છે, અને તે મિશ્ર ધાતુ છે. તે ખાણુમાંથી નીકળતુ નથી પણ ખાણુમાંથી નીકળેલી બીજી ધાતુઓને એકઠી કરીને માણસે બનાવેલુ છે, એટલા માટે પિત્તગ જાને ખનિજ પદાર્થ કહેવાય નહિ.

પ્ર૦ પિત્તળ કઈ ધાતુઓની મેળવણીથી થાય છે?

ઉ૦ તાંબુ અને જસત આ બે ધાતુઓને ખુબ તપાવવાથી બંનેનો રસ થઇ મળી જાય અને ટાઢુ પડે એટલે તે પિત્તળ થાય.

પ્ર૦ પિત્તળના ગુણ કહો?

ઉ૦ કઠણુ, પીળુ, ચળકતુ.

પ્ર૦ પિત્તળનાં કયાં કયાં વાસણો બને છે?

ઉ૦ લોટા, લોટીઓ, પ્યાલા, બેઢા, તાબાકુંડીઓ, પવાલીઓ, થાળી, વાડકા, તાસકો, તપેલીઓ, બરણીઓ, વગેરે.

પ્ર૦ પિત્તળનાં વાસણો ઉપર કાટ ચઢે નહિ માટે શું તજવીજ કરવી?

ઉ૦ વારંવાર વાસણોને માહેથી તથા બહારથી માંજીને સાફ રાખવા અને વાસણો ખાવાના ઉપયોગમા લેવાના હોય તેને કલાઇ કરાવી વાપરવા

## જુદી જુદી જાતનાં ઘાસ વિષે.

પ્ર૦ ઘાસ કોને કહે છે?

ઉ૦ ઢોરને ચરવાનો લીલો અથવા સૂકો ચારો તે ઘાસ કહેવાય છે.

પ્ર૦ ઘાસ અને અનાજમાં શો ફેર છે ?

ઉ૦ ઘાસ અને અનાજ એ એકજ જાત છે. સુધારેલું ઘાસ તે અનાજ કહેવાય છે જે ઘાસનાં બી સ્વાદમાં બીજા કરતાં સારાં અને ગુણકારી અને પૌષ્ટિક માલમ પડેલા તેને શરૂઆતમા માણસોએ સારી જમીનમાં ખાતર પુંજો નાંખી ખેડી વાવેતર કરેલું એટલે ખડ ખાતરને લીધે તે ઘાસની જાત મોટી થવા લાગી; એમ દિવસે દિવસે સારી જમીનમા વાવી સારી રીતે ખાતર પુંજો કરેલો તેથી તેની જાત મોટી થતી ગઈ અને તેમાંથી હાલનાં આપણા અનાજ થયાં છે અનાજ એ ઘાસજ છે

પ્ર૦ થોડાં ઘાસનાં નામ આપો

ઉ૦ ઝીઝવો, બાજરો, દાભ, કરેડી, ભાથડું, સામો, ધરો, ચીઢો, સરકટ, વગેરે.

પ્ર૦ અનાજના ઘાસ જે ઢોરના ખાધામા આવે છે તે કયાં છે ?

ઉ૦ બાજરી, જાર વગેરેના પૂળા, કોદરા, ડાંગર વગેરેનું પરાળ, ઘઉંનુ કુંવળ, તુવેર, મગ, મઠ, અડદ, વગેરેનુ ગોતર વગેરે.

પ્ર૦ કયા ઘાસ ઢોરને વધારે ભાવે છે?

ઉ૦ ઝીઝવો, બાજરો, અનાજનુ ઘાસ તથા ગોતર.

પ્ર૦ દાભ એ કેવુ ઘાસ છે?

ઉ૦ તે ધારવાળું હોય છે અને ઢોરને માટે તે બહુ પૌષ્ટિક ગણાતું નથી વળી તે જે ખેતરમા થાય છે તે ખેતરને પણ નકામું કરી નાંખે છે કારણકે દાભવાળા ખેતરમાં બીજું અનાજ ઘણું થોડું થાય છે

પ્ર૦ સરકટના ઘાસનો બીજો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ તેની પીરાઇઓના સુપડાં, સાદડીઓ, ટોપલીઓ વગેરે થાય છે. વળી તે છાપરાં છાવવાના કામમાં આવે છે. તેનાં પાંદડાંથી

તમાકુના પડા બંધાય છે, અને પાંદડાંને પલાળી કુટીને દોરડાં વણે છે જેને મુંજ કહે છે. એ મુંજનું વહાણુ ખાટલા ભરવાના કામમાં આવે છે.

પ્ર૦ ચીડાની મોથ શા કામમાં આવે છે?

ઉ૦ તેની મોથને ઘસીને દાદર ઉપર ચોપડવાથી આરામ થાય છે, ધુપેલમાં નાંખવાથી ધુપેલ સુગંધીદાર થાય છે. વળી મોથમાંથી સુગંધીદાર અત્તર પણ નીકળે છે.

પ્ર૦ પેર કે પીરાઇ કોને કહે છે?

ઉ૦ સાંઠાની એક ગાંઠથી બીજી ગાંઠ સુધીનો વચ્ચેનો જે ભાગ તે પીરાઇ કહેવાય છે.

પ્ર૦ ઘાસમાંથી અનાજ થઈ શકે કે કેમ? અને કેવી રીતે?

ઉ૦ હાલ જેને આપણે અનાજ કહીએ છીએ તે પ્રથમ ઘાસનાંજ બીઆં હતાં તેના ઉપર ખેડ ખાતર અને પાણીના પ્રયોગો કરીને તેની જાતમાં ખેડુતોએ સુધારો કર્યો તેથી તે અનાજ થયાં. તેજ પ્રમાણે હાલનાં ઘાસોને પણ આપણે પ્રયત્ન કરીએ તો દાણા મોટા બનાવી શકીએ અને તેનુ ઘાસ પણ મોટું કરી શકીએ તો તેથી અનાજની જાતમાં વધારો થાય. ગરીબ લોકોને અનાજ મળતું નથી ત્યારે તેઓ સામો વગેરે ઘાસ ચોમાસામાં પડતરો-માંથી લાવીને તેને દળી છડીને રોટલા કરીને કે બાફીને ખાયછે.

## ખેડુત ને હળ.

પ્ર૦ ખેડુત કોને કહે છે?

ઉ૦ જે ખેતી જાતે કરે છે તેને ખેડુત કહે છે.

પ્ર૦ ખેડુતનો ધંધો કેવો છે?

ઉ૦ ખેડુતના ધંધામાં મહેનત અતિશય છે. શરીરને તોડવા જેટલું

કામ કરવાનું છે. લોકોમા કહેવત છે કે "બાર મહીનાનું વર્ષ અને તેર મહીનાનું કામ" આ કહેવત ખેડુતના ધંધા માટેજ છે.

પ્ર૦ ખેડુતને કયા પ્રકારની મહેનત કરવી પડે છે?

ઉ૦ ઢોરોની સંભાળ અને રક્ષણ, ખેતરમા ખાતર પુરવું, ખેડવુ, વાવવુ, નીદવુ, વાઢવુ, ઢાળવુ વગેરે.

પ્ર૦ ખેડુતનો ધંધો કેવો ગણાય છે?

ઉ૦ વરસાદ જો અનુકૂળ આવતો હોય અને પાક સારો થતો હોય તો ઉત્તમ. કારણકે ગમે તેવો હલકો ખોરાક ખાવાનો હોય પણ ખેતીની મજુરીથી ખેડુતનુ શરીર મજબુત રહે છે. વળી તેના ધંધામાં શાતિ વધારે છે.

પ્ર૦ હળ કોને કહે છે?

ઉ૦ ખેડુતો જેનાથી ખેડે છે તેને (ચાશ પડે છે)

પ્ર૦ હળના ભાગ કહો?

ઉ૦ મૂળ ભાગ હળનુ તુગુ અને છેડ

તુગાના ભાગ–ઉપલો ઝાલવાનો ભાગ તે છડો. છડાના તુગામા કોશ અને ચવડું જેનાથી જમીન ખેડાય છે તે કેટલીક જગાએ કોશ ચવડાને જડેલી હોય છે, અને કેટલીક જગાએ કોશ ચવડું જુદું હોય છે.

પ્ર૦ હળનો ઉપયોગ શો?

ઉ૦ હળથી ખેડીને જમીન પોચી કરી શકાય છે. જેથી તે વધારે પાણી પી શકે છે. પોચી થવાથી બી વહેલાં ઉગી ઝપાટાબંધ વધ છે. નકામું ખરસલુ સાફ કરી શકાય છે, ખેડવાથી, તપવાથી, જમીન છિદ્રાળુ થઇ છે, વગેરે લાભ હળથી ખેડીને મેળવી શકાય છે.

પ્ર૦ હળ અને કોશ કોણ બનાવે છે?

ઉ૦ હળ સુતાર બનાવે છે, અને કોશ લુહાર બનાવે છે,

## ડાગર.

પ્ર૦ ડાંગર એ શી વસ્તુ છે ?

ઉ૦ તે સુધારેલું ઘાસનુ બી છે.

પ્ર૦ ડાંગરની ઉત્પત્તિ કહો ?

ઉ૦ પ્રથમ ડાંગરને થોડી જગામાં સારૂં ખાતર પુરી છુટી છુટી વરસાદ આવે ત્યારે પોંકે છે, અને તેના ઉપર થોડી થોડી માટી પડવા દે છે જેથી તે ઉગી નીકળે છે, તેને ધરૂ, દરૂ કે તરૂ કહેછે. એ ધરૂને ડાંગર રોપવા માટેના ક્યારડામાં ઉપાડી લઇ જઇને વેંત વેંતને છેટે રોપે છે. વખત પુરો થતાં તે પાકી તૈયાર થાય છે એટલે તેને ઝુડી અથવા મસળી લઈ છુટી કરી લે છે.

પ્ર૦ ડાંગરને માટે ક્યારડા કેવી જમીનમા અને કેવા જોઇએ અને શાથી?

ઉ૦ ડાગરને માટે કાળી જમીન જોઇએ કારણ કે તેને કાળી જમીન માફક આવે છે.

તેને પાણી બીજા અનાજ કરતાં વધારે જોઇએ છે માટે તેના ક્યારડા વધારે પાણી ભરાઇ રહે તેવા ઉંડા રાખવા જોઇએ એટલા માટે ક્યારડાની આસપાસ પાળીઓ બાધી પાણી ભરાઈ રહે તેવા ઉડા કરવામા આવે છે.

પ્ર૦ ડાગરનો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ તેને ખાંડીને અથવા ભરડીને ચોખા કાઢે છે, જે ચોખાની ખીચડી અથવા ભાત બનાવી આપણે ખાઇ આપણા શરીરનું પોષણ કરીએ છીએ.

## શેરડી.

પ્ર૦ શેરડીના રાડાને શુ કહે છે ?

ઉ૦ સાંઠો.

પ્ર૦ શેરડી કેટલી જાતની છે અને કઈ કઇ ?

ઉ૦ બે જાતની. ૧ ધોળી, ૨ લાલ.

પ્ર૦ ધોળી શેરડીમાંથી શું બને છે ? અને લાલ શેરડીમાંથી શું બને છે!

ઉ૦ ખાંડ, સાકર અને ગોળ.

પ્ર૦ શેરડીમાંથી ગોળ, શી રીતે બનાવે છે ?

ઉ૦ શેરડીને કાલુમાં પીલીને રસ કાઢે છે, તેને તાવડામાં નાંખી ઉ-કાળે છે. ઉકાળતાં મેલની છારી તરી આવે તે કાઢી નાંખતા જાય છે એમ ઘણી વાર ઉકાળતાં રસ જાડો થાય છે એટલે ઉ-તારી ટાઢો પાડે છે. તે ઠરી જઇને ગોળ થાય છે.

પ્ર૦ શેરડીની રોપણી શી રીતે થાય છે ?

ઉ૦ શેરડીનાં બી રોપાતા નથી પણ તેની ટુંકી ગાંઠો ( પીરાઇઓ ) વાળી પીરાઇઓને સારી પેઠે ખેડી પોચી કરેલી, પાણી પાયેલી જમીનમા ચાસ પાડી તેમાં પીરાઇઓની આંખો ઉપર દેખાય તેમ રોપે છે. પછી વારંવાર પાણી પાતા જાય છે એ પ્રમાણે દશબાર માસે શેરડીનો પાક તૈયાર થાય છે.

પ્ર૦ શેરડી પીલવાનો કાલ શેનો થાય છે ?

ઉ૦ લાકડાનો કે લોઢાનો.

## ભાત અને રોટલી.

પ્ર૦ ભાત કેવી રીતે બનાવે છે ?

ઉ૦ ચોખાને બે ત્રણ વખત ઘસી ઘસીને ધોઇ નાંખી પલાળી મુકે છે. પછી ભાત કરવા માટેના વાસણમાં ચોખાના પ્રમાણમાં જો-ઇએ તેટલુ પાણી લઈ ચુલે મૂકે છે. થોડીવારમા ચોખા ચઢી જાય છે તેને તપાસી જોઇ વધારાનુ પાણી હોય તો કાઢી નાંખી ઢાંકી દઇ તેના ઉપર થોડા દેવતા નાંખી ચૂલા ઉપરથી ઉતારી લે છે. એટલ થોડીવારમા ભાત થાય છે.

પ્ર૦ રોટલી કેવી રીતે કરે છે?

ઉ૦ ઘઉંના લોટમાં થોડું તેલ નાંખી લોટને મોઇ નાંખી પાણીથી પલાળી કુળવી કુળવીને વણવા જેવો કઠણ લોચો તૈયાર કરે છે. તેમાંથી થોડો થોડો લોચો લઇ થાળી ઉપર અથવા આડણી ઉપર બાજરીનો આટો નાંખી વેલણથી વણી પાતળી ગોળ બનાવે છે તેને લોઢી ઉપર શેકી નાંખે છે. એટલે રોટલી થાય છે. કેટલાક રોટલીની વચ્ચે કોરો આટો નાંખી બેવડ બનાવે છે. તે શેકાયા પછી જુદાં કરે છે.

પ્ર૦ ભાતના ગુણ કહો ?

ઉ૦ પોચો છે. પોચો હોવાથી દાંત વગરનાં બાળકો અને ઘરડાં થોડું ચાવીને ખાઈ શકે છે; મોટાં માણસોને તે પચવામાં હલકો હોવાથી વધારે માફક આવે છે.

પ્ર૦ રોટલીના ગુણ કહો ?

ઉ૦ ભાતના કરતાં વધારે કઠણ હોવાથી બાળક અને ઘરડાં સહેલાઇથી ખાઇ શકતાં નથી. વળી તે પચવામાં ભારે છે. તેથી જેની જઠરા મંદ હોય તેને રોટલી સહેલાઇથી પચી શકતી નથી. માંદા માણસને રોટલીનો ખોરાક ભારે હોવાથી માફક આવતો નથી.

પ્ર૦ ભાત અને રોટલી એમાં સારો ખોરાક કયો ? અને શા માટે ?

ઉ૦ ભાત પચવામાં હલકો છે તેથી સહેલાઇથી પચી શકે છે. સાજા શરીરવાળા માણસને ભાત ખાધા પછી ભૂખ વહેલી લાગે છે, અને માંદાને પણ ધીમે ધીમે પચી જાય છે.

રોટલી એ ભારે ખોરાક છે. તેથી પચવામાં વાર લાગે છે, માટે રોટલી ખાધા પછી ભૂખ વહેલી લાગતી નથી. માંદાં માણસને રોટલીનો ખોરાક પચવામા કઠણ પડે છે, માટે તે આપવી નહિ.

## મધમાખ.

પ્ર૦ મધમાખો કેટલી જાતની છે અને કઇ કઇ ?

ઉ૦ ત્રણ જાતની. ૧ રાણી જે ઇંડાં મુકવાનું કામ કરે છે. ૨. કામ કરનારી માખીઓ. જે મધ એકઠું કરે છે, બચ્ચાંને ખવરાવે છે, અને મધપુડાનું રક્ષણ કરે છે. ૩ નર જે કાંઇ કામ ન કરતાં આળસુ થઇ પડી રહે છે

પ્ર૦ મધ શેનું બને છે ?

ઉ૦ કામ કરનારી માખીઓ ફુલોમાંથી રસ ચૂસી લાવે છે ને તે રસનુ મધ બનાવે છે.

પ્ર૦ મધપુડો કોને કહે છે, અને તેની રચના કેવી હોય છે ?

ઉ૦ મધમાખીઓ રહેવા માટે જે ઘર (પુડો) બનાવે છે તેને મધપુડો કહે છે, મધમાખો છ ખુણીઆં મધપુડાના ખાનાં બનાવે છે તેમા કેટલાક મોટા ખાના હોય છે, અને કેટલાંક નાનાં હોય છે નાનાં ખાનામા ઇડા મુકે છે, રાણી થવા લાયક જે ઇડાં હોય તેને મોટાં ખાનાંમા મુકે છે

પ્ર૦ મીણ શેનું બને છે ?

ઉ૦ ખાધેલા મધનું

પ્ર૦ રાણીનુ કામ શુ ?

ઉ૦ ઇંડાં મુકવાં, ઉછેરવાં, બીજી માખીઓને તાબામા રાખવી વગેરે.

## બતક ને મરઘાં.

પ્ર૦ બતક એ કેવુ પ્રાણી છે અને શુ કરે છે ?

ઉ૦ બતક જળચર પ્રાણી છે અને તે પાણી ઉપર તરે છે. વારવારે ડુબકી મારી, પાણીમાથી પોતાના ખોરાક માટે જીવડા વીણી લે છે.

પ્ર૦ બતકના શરીરનાં અગ કેવા છે ?

ઉ૦ બતકના શરીર ઉપર ચીકાશવાળા પીછા હોવાથી તે પાણીમાં ફરતા છતા પીછા ભીના થતા નથી, તેની ચાચ લાંબી હોવાથી

તે ઉંડા પાણીમાંથી અને કાદવમાંથી પણ જીવડાં વીણી લે છે. બતકનું શરીર ભારે છે પણ પાંખો સારી નહિ હોવાથી તે વધારે ઉડી શકતી નથી. તેને બે પગ હોય છે. એકેક પગે ચાર ચાર આંગળા હોય છે. બતકને દાંત કે દાઢ નથી તેથી ખોરાક મોટો મોટો ચાવી ગળી જાય છે

પ્ર૦ બતક પાણી ઉપર શાથી તરી શકે છે?

ઉ૦ ચામડી પાતળી હોય છે તેની સાથે પગનાં આંગળાં વળગેલા રહે છે તેથી.

પ્ર૦ મરઘાં એ કેવા પ્રાણી છે?

ઉ૦ તે ભુચર એટલે પૃથ્વી ઉપર ચરનારા પ્રાણી છે.

પ્ર૦ મરઘડાંના શરીરનાં અંગો કેવા છે?

ઉ૦ તેની ચાંચ ટુકી છે, કારણ કે તેને ઉંડેથી ખોરાક લેવાનો નથી. પણ અણીદાર હોવાથી ઝડપથી દાણા વીણી લે છે. તેને પાણીમાં ફરવાનુ નહિ હોવાથી આંખો ઉપર ચીકાશ નથી. પગનાં આંગળાં ચામડી સાથે જોડાયલા નથી. મરઘડાને પણ દાંત અને દાઢ નથી માટે તે પણ ખોરાક આખો ને આખો ગળી જાય છે. કૂકડાને પણ બે પગ હોય છે.

પ્ર૦ મરઘડાનું બીજું નામ શુ?

ઉ૦ કૂકડાં.

પ્ર૦ કૂકડો અને કૂકડી શાથી ઓળખાય?

ઉ૦ કૂકડાને માથે લાલ માજર હોય છે. કૂકડીને માથે માંજર હોતી નથી.

પ્ર૦ કૂકડા શુ કામ કરે છે?

ઉ૦ કૂકડા વહાણું વાતા બોલે છે તેથી લોકો સવાર થઇ એમ જાણે છે, એટલે ઉઠીને સૌ સૌને ધંધે વળગે છે.

## ચકલી.

પ્ર૦ ચકલીના શરીરનાં અંગ કહો ?

ઉ૦ તેને બે પગ છે. દરેક પગે ત્રણ ત્રણ આંગળાં હોય છે. બે પાંખો હોય છે. પાંખોથી તે ઉડી શકે છે. તેની ચાંચ નાની ને અણીદાર હોય છે. તેથી દાણા ઝટ ઝટ વીંણી ખાય છે.

પ્ર૦ ચકલીઓ કેટલી જાતની છે અને કઇ કઈ?

ઉ૦ બે જાતની. ( ૧ ધોળી. ૨ કાળી કે કાબરી.)

પ્ર૦ ચકલી ક્યારે ક્યારે ઈંડાં મુકે છે અને કેટલાં ?

ઉ૦ વર્ષમાં ત્રણ વખત. દરેક ફેરે પાંચ કે છ ઈંડાં મુકે છે.

પ્ર૦ ઈંડાંમાંથી બચ્ચાં શી રીતે બને છે અને તેમનું પોષણ શી રીતે થાય છે ?

ઉ૦ ઈંડાંને ચકલી રોજ રોજ સેવે છે એ ઇંડાં કાંઇક ભુરા રંગના હોય છે ઈંડાં સેવાઇ બરાબર પાકે એટલે તેમાંથી બચ્ચાં નીકળે છે, તે બચ્ચાંને પાંખો આવતા સુધી ચકલી ચારો લાવીને ખવરાવે છે. ચકલી તેને ઉડતાં શીખવે છે

પ્ર૦ ચકલી શુ કામની છે ?

ઉ૦ ખેતરોમા ઝીણાં જીવડાં હોય છે જે પાકને નુકશાન કરતાં હોય તેમને વીણી ખાય છે તેથી ખેતીના પાક જીવડાંના ભોગ થતા બચે છે.

## ઘોડો.

પ્ર૦ ઘોડાના શરીરનાં અગ કહો ?

ઉ૦ ઘોડાને ચાર પગ, એક પૂછડું, બે અણીદાર કાન, પગે આંગળાં નથી પણ દાબલા છે. જેનાથી તે કઠણ જમીન ઉપર ઝડપથી ચાલી શકે છે. એની ગરદન ઉપર કેશવાળી હોય છે, જે તેની શોભામાં વધારો કરે છે.

પ્ર૦ ઘોડા શા કામમાં લાગે છે?

૧ ઉ૦ તેના ઉપર જીન કે સાજ નાંખી બેસાય છે. સવારી કરવામાં તે ઘણું ઉત્તમ પ્રાણી છે. અથવા કેટલાક તેને ગાડીઓમાં પણ જોડે છે, વિલાયતમાં બળદોને ઠેકાણે ઘોડા જોડી ખેતી કરે છે.

પ્ર૦ ઘોડાનો ખોરાક કયો કયો છે?

ઉ૦ ઘાસ, ચણા, મઠ, બાજરી, ભુસું વગેરે.

પ્ર૦ ઘોડાની ઉમર સરેરાશ કેટલી ગણાય છે?

ઉ૦ ૨૦ થી ૩૦ વર્ષ.

પ્ર૦ સવારીમાં ઘોડા શી રીતે કબજે રખાય છે?

ઉ૦ લગામથી.

પ્ર૦ ઘોડામાં કયા ગુણ છે?

ઉ૦ તે નિમકહલાલ, ગરીબ, સુંદર, પ્રીતિવાળું, ધણીનું કહ્યાગર અને બીકણ પ્રાણી છે.

## ઘોડો ને તેનાં સગાંવહાલાં.

પ્ર૦ ઘોડાની જાતનાં બીજા કયા પ્રાણી છે?

ઉ૦ ગધેડાં, ખચ્ચર, ટટ્ટુ, વગેરે.

પ્ર૦ ઘોડા અને ગધેડાંમા ફેર શો?

ઉ૦ ૧ ઘોડાના કાન ટુંકા અને ગધેડાના લાંબા
૨ ઘોડો મોટો, ગધેડુ નાનુ
૩ ઘોડો ખોખારે છે, ગધેડુ ભૂંકે છે.
૪ ઘોડો ચાલાક છે, ગધેડું અડીઅલ અને ઠોઠ છે; પણ તે મહેનતુ, અને ધીરજવાળું છે.

પ્ર૦ ટટ્ટુ અને ઘોડામાં ફેર શો.

ઉ૦ ટટ્ટુ નાનું હોય છે અને ઘોડો મોટો હોય છે. બીજા ગુણ સરખા હોય છે.

પ્ર૦ ઘોડો અને ટટ્ટુમાં ફેર શો?

ઉ૦ ૧ ઘોડાના કાન ટુંકા, અને ટટ્ટુના લાંબા.

૨ ઘોડો ઉંચો, ખચ્ચર નીચુ અને ટુંકું.

૩ ઘોડો પર્વત ઉપર ચઢી શકતો નથી, ખચ્ચર ઘણો ભાર લઇ પર્વત ઉપર ચઢી શકે છે.

એ સિવાય ઘોડો અને ખચ્ચર મળતાં આવે છે. તેની ગરદન ઉપર પણ કેશવાળી હોય છે. પૂછડી ઉપર લાંબા વાળ હોય છે.

## શરીરના ભાગ.

પ્ર૦ શરીરના મુખ્ય ભાગ કેટલા છે અને કયા કયા?

ઉ૦ બે છે ૧ ડોક ૨ ધડ.

પ્ર૦ ડોકામા કયા કયા અવયવો છે?

ઉ૦ ઉપર વાળ, આગલી બાજુએ બે આંખો, બે કાન, એક નાક, એક મોઢું, મોંઢામાં એક જીભ, અને બત્રીસ દાંત, તથા તાળવુ છે, મોઢાની આગળ બે હોઠ, હોઠ નીચે હડપચી, આંખો ઉપર ભમર અને તેના ઉપર કપાળ, આંખ ઉપર પોપચાં, પોપચામાં વાળ હોય છે તેને પાંપણ કહે છે પાપણ આંખનુ રક્ષણ કરે છે, આંખો અને કાન વચ્ચે લમણા અને મોં અને કાન વચ્ચે ગાલ હોય છે

પ્ર૦ ધડના અવયવો કયા છે?

ઉ૦ ધડ અને ડોકા વચ્ચે ગળુ, પાછળ બોચી ધડની ઉપલી તરફ જમણા ડાબા બે ખભા, બે હાથ, હાથની વચ્ચે કોણી, કોણીથી આગળ કાંડુ, હથેલી, આંગળા, બે હાથની વચ્ચે છાતી, નીચે પેટ, પેઢું, પેઢાની બે બાજુએ બે કેડો, અને બોચીથી કેડ સુધી બરડો કે કરોડ કહેવાય છે. તેથી નીચે બે પગ, દરેક પગનાં વ-

ચલા ભાગને ઢીચણ, ઢીચણથી ઉપરનાને થાપો કે જાંઘ કે સાથળ કહે છે. ઢીચણની નીચે નળો, નળાની નીચે પગનું ચાખું તેમા પાંચ પાંચ આગળાં અને નીચે પગનુ તળીઉં, પગના પાછલા ભાગને પાની—એડી કહે છે વગેરે.

## ઇંદ્રિયો.

પ્ર૦ ઇદ્રિયો કોને કહે છે ?

ઉ૦ જેથી વસ્તુનૂ હરકોઈ પ્રકારનું માન થાય તેને ઇદ્રિય કહે છે.

પ્ર૦ ઈદ્રિયો કેટલી છે અને કઇ કઇ ?

ઉ૦ પાચ. ૧ આંખ, નાક, કાન, જીભ અને ચામડી.

પ્ર૦ આખનો ઉપયોગ શો ?

ઉ૦ તેનાથી હરકોઇ વસ્તુ જોઇ શકાય છે

પ્ર૦ નાકનો ઉપયોગ શો ?

ઉ૦ નાકથી સારી અથવા નઠારી વાસ સુઘીને પારખી શકાય.

પ્ર૦ કાનનો ઉપયોગ શો ?

ઉ૦ કાને સાભળી શકાય છે.

પ્ર૦ જીભનો ઉપયોગ શો ?

ઉ૦ જીભથી હરકોઇ પ્રકારનો સ્વાદ લઇ પારખી શકાય છે.

પ્ર૦ ચામડીનો ઉપયોગ શો ?

ઉ૦ ચામડીથી સુવાળુ, ખરબચડુ, ટાઢું, ઉનુ, પોચું, કઠણ વગેરે પારખી શકાય છે.

## રંગ.

પ્ર૦ મુખ્ય રગ કેટલા છે અને કયા કયા ?

ઉ૦ ત્રણ ૧. લાલ, ૨ પીળો, ૩. વાદળી એમને મૂળ રંગ કહે છે; અને એ સિવાય બાકીના રગો મિશ્ર રંગ કહેવાય છે કારણ કે તેઓ જુદા જુદા રગોની મેળવણીથી બનાવાય છે.

પ્ર૦ કીરમજી રંગ શી રીતે બનાવાય?
ઉ૦ લાલ અને ઘેરો, વાદળી ભેગો કરવાથી.
પ્ર૦ કેસરી રગ શી રીતે બનાવાય?
ઉ૦ લાલ અને પીળો રગ ભેગો કરવાથી.
પ્ર૦ લીલો રંગ શી રીતે બને છે?
ઉ૦ વાદળી અને પીળો રંગ ભેગો કરવાથી.
પ્ર૦ તપખીરીઓ રગ શી રીતે થાય?
ઉ૦ કેશરી અથવા નારંગી રંગમા લીલો મેળવવાથી.
પ્ર૦ કત્થાઇ રંગ શી રીતે બને?
ઉ૦ કેશરીમાં જાબુડો રગ મેળવવાથી
પ્ર૦ રાખોડીઓ રગ શી રીતે બને?
ઉ૦ ધોળામા થોડો કાળો રગ નાંખવાથી.
પ્ર૦ જાખો ભુરો રંગ શી રીતે બને?
ઉ૦ ધોળા રંગમાં કાળો રંગ વધારે નાખવાથી.
પ્ર૦ વાદળી રગ શી રીતે બને?
ઉ૦ ઘેરો વાદળી રંગ લઇ તેમા ધોળો રંગ થોડો નાખવાથી.
પ્ર૦ ગુલાબી રગ શી રીતે થાય?
ઉ૦ ધોળો રગ લઇ તેમાં લાલ રંગ થોડો નાખવાથી.

## લુગડાં.

પ્ર૦ લુગડાં કેટલી જાતનાં છે અને કયા કયા?
ઉ૦ પાચ જાતનાં. ૧ રૂનાં, ૨ ઉનનાં, ૩ રેશમનાં, ૪ ઝાડની છાલનાં અને ૫ ચામડાંના.
પ્ર૦ હાલ આપણે કઈ કઈ જાતના લુગડા વાપરીએ છીએ?
ઉ૦ સુતરનાં, ઉનનાં, અને રેશમના.
પ્ર૦ બાકી છાલના અને ચામડાનાં લુગડાં કેમ વાપરતા નથી?

ઉ૦ તે સારાં લાગતાં નથી વળી તે ભારે, ઘણી કીમત અને મહેનતથી બને છે. અને છાલનાં ટકવામાં ઓછા છે વગેરે કારણે.

પ્ર૦ રૂનાં લુગડાં કઇ ઋતુમા પહેરીએ છીએ ?

ઉ૦ ગરીબ લોકો તો ઉનાળો, શિયાળો અને ચોમાસામાં પહેરે છે. પણ ગૃહસ્થ લોકો ઉનાળામાજ પહેરે છે.

પ્ર૦ ઉનનાં લુગડાં કઇ ઋતુમાં પહેરીએ છીએ.

ઉ૦ ગૃહસ્થો શિયાળામા અને ચોમાસામાંજ પહેરે છે. અને સાધારણ લોકો બહુ ટાઢમાં પહેરે છે. કારણકે ઉન જાતે ગરમ છે.

પ્ર૦ રેશમનાં લુગડા કોણ પહેરે છે ? અને શાથી ?

ઉ૦ તે ઘણાં મોંઘાં મળે છે માટે શ્રીમંત લોકોજ પહેરી શકે છે.

પ્ર૦ સુતર, ઉન, અને રેશમ શેનું બને છે ?

ઉ૦ સુતર કપાસમાંથી નીકળેલા રૂનું બને છે.

ઉન ઘેટાંના વાળનું થાય છે.

રેશમ શેતુરનાં પાંદડાં ખાઈ એક જાતના કીડા લાળ કાઢી કોશેટા બનાવે છે તેનુ થાય છે.

પ્ર૦ કપડાથી શો ફાયદો ?

ઉ૦ તાવ, ટાઢ, અને શરદીથી શરીરનું રક્ષણ થાય છે.

પ્ર૦ જાનવરોને કપડાં વગર કેમ રક્ષણ થતું હશે ?

ઉ૦ ઇશ્વરે તેમની ચામડીજ એવા પ્રકારની બનાવી છે કે જેથી તેમને કપડાંની જરૂર પડતી નથી.

---

# વડોદરા રાજ્યની ભૂગોળ.

## દિશાઓ સંબધી માહિતી.

૧ જે બાજુ તરફ સૂર્ય ઉગે છે, તેને પુર્વ કે ઉગમણી દિશા કહે છે.

૨ જે બાજુ તરફ સૂર્ય આથમે છે તેને **પશ્ચિમ કે આથમણી** દિશા કહે છે.

૩ પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની બાજુને **ઉત્તર** દિશા કહે છે, અને જમણા હાથ તરફની દિશાને **દક્ષિણ** દિશા કહે છે.

૪ પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિકોણ** કહે છે.

૫ દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખુણાને **નૈઋત્યકોણ** કહે છે.

૬ પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને **વાવ્યકોણ** કહે છે.

૭ ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખુણાને **ઈશાનકોણ** કહે છે.

ચાર મુખ્ય દિશાઓ અને ચાર ખૂણા મળીને આઠ દિશાઓ થઇ, તેમા ઉપરની અને નીચેની એટલે આકાશ તથા પાતાળ તરફની બે દિશાઓ ઉમેરતા દિશાઓ દશ થઇ.

## નકશાની દિશાઓ.



નકશો સરળ રીતે વંચાય એવી રીતે સામે ધર્યો હોય અગર ખીંટી ઉપર લટકાવ્યો હોય, તો તેની ઉપરની બાજુને ઉત્તર દિશા કહે છે, ને તેની નીચેની બાજુને દક્ષિણ દિશા કહે છે. જોનારના જમણા હાથ તરફની નકશાની બાજુને પૂર્વ અને ડાબા હાથ તરફની બાજુને પશ્ચિમ દિશા કહે છે.

## વ્યાખ્યાઓ.

**ટેકરી**–જમીનના સાધારણ મોટા ઉંચા ભાગને **ટેકરી** કહે છે.

**ડુંગરી**–ટેકરી કરતા વધારે મોટા અને ઉંચા જમીનના ભાગને ડુંગર કહે છે

**બેટ**–ચારે તરફથી પાણીથી વીંટળાયેલા જમીનના ભાગને **બેટ** કહે છે.

**દ્વીપકલ્પ**–જે જમીનનો ભાગ ત્રણ બાજુએ પાણીથી વીંટળાયેલો હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

**સરોવર**–ચારે બાજુએ જમીનથી વીંટળાયલા પાણીના મોટા ભાગને **સરોવર** કહે છે.

**તળાવ**–ચારે બાજુએ જમીનથી વીંટળાયેલા પાણીના નાના ભાગને **તળાવ** કહે છે.

**નદી**–પર્વત ડુંગર કે સરોવરમાથી જે મીઠા પાણીનો પ્રવાહ નીકળી જમીન ઉપર વહેતો જઈને સમુદ્રને કે બીજા કોઇ પાણીના સમૂહને મળે છે, તેને **નદી** કહે છે

**મુળ**–જે ઠેકાણેથી નદીનો પ્રવાહ નીકળે છે, તે ઠેકાણાને નદીનું **મુળ** કહે છે.

**મુખ**—જે ઠેકાણે નદીનો પ્રવાહ સમૂદ્રને મળે છે તે ઠેકાણાને નદીનું **મુખ** કહે છે.

**સમુદ્ર**—પૃથ્વીની સપાટી ઉપરના ખારા પાણીના મોટા સમૂહને **સમુદ્ર** કહે છે.

**અખાત**—સમુદ્રનો જે સાંકડો ફાંટો જમીનની ઉપર આઘો ગયો હોય તેને **અખાત** કહે છે.

**બંદર**—જે ગામ સમુદ્ર કે મોટી નદીને કિનારે હોવાથી ત્યાં વહાણો કે આગબોટો આવતાં હોય અને તેથી વેપાર ચાલતો હોય તે ગામને **બંદર** કહે છે.

**ગામડું**—જે ઠેકાણે થોડાંઘણા ઘર અને માણસોની વસ્તી હોય, તે ઠેકાણાને **ગામ** કે **ગામડું** કહે છે

**કસ્બો**—જે ઠેકાણે ગામડા કરતાં વધારે ઘર હોય અને ઘણા માણસોની વસ્તી હોય તેને **કસ્બો** કહે છે.

**શહેર**—જે ઠેકાણે કસ્બા કરતાં વધારે ઘર, અને માણસોની વસ્તી ઘણી હોય તેને **શહેર** કહે છે

**મહાલ**—સરકારી વસુલની સવડ માટે ઠરાવેલા ગામોના જથ્થાને **તાલુકો** કે **મહાલ** કહે છે.

**પેટામહાલ**—તાલુકામાં એટલાં બધાં ગામ હોય અગર તે એટલો મ્હોટો હોય કે જેથી વસુલાત વગેરેની વ્યવસ્થા જોઇએ તેવી રીતે થઈ શકે નહિ તે માટે થોડાક ગામોનો જથો કે દૂરનો ભાગ જૂદો મુકરર કરવામાં આવે તેને **પેટામહાલ** કહે છે.

**પ્રાંત અગર જીલ્લો**—તાલુકાઓના અમુક જથાને **પ્રાંત અગર જીલ્લો** કહે છે. એટલે પાંચ દશ તાલુકા મળીને એક પ્રાંત થાય છે.

# નદીઓ.

## વડોદરા પ્રાંત.

૧ **વિશ્વામિત્રી**–પાવાગઢના ડુંગરમાંથી નીકળી વડોદરા અને ચોરંદા તાલુકામાં વહીને ઢાઢરને મળે છે.

૨ **મહી**–માળવાના ડુંગરમાંની નીકળી ખંભાતના અખાતને મળે છે.

૩ **નર્મદા**–અમરકંટાના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

૪ **ઓર**–સાતપુડાના ડુંગરમાંથી નીકળી ચાણોદ આગળ નર્મદાને મળે છે.

૫ **ઢાઢર**–જાંબુવાડાના ડુંગરમાંથી નીકળી ટંકારીઆ બંદર આગળ ખંભાતના અખાતને મળે છે

## કડી પ્રાંત.

૬ **સાબરમતી**–મહીકાઠાના પર્વતમાંથી નીકળી અમદાવાદ આગળ થઇ ખંભાતના અખાતને મળે છે.

૭ **રૂપેણ**–તારંગાના ડુંગરામાથી નીકળી કચ્છના રણમાં સમાય છે.

૮ **ખારી**–ઇડર સંસ્થાનમાંના હડોલ ગામ નજીકમાંના ભીમ તળાવમાંથી નીકળી મહેસાણા આગળ વહી રૂપેણને મળે છે.

૯ **સરસ્વતી**–અંબાજી પાસેના કોટેશ્વર મહાદેવના ડુંગરમાંથી નીકળી સિદ્ધપુર અને પાટણ આગળ વહી કચ્છના રણમાં સમાયછે.

**૧૦ મેશ્વો**–દેહગામ મહાલમાંથી વહીને આગળ જતાં વાત્રકને મળે છે.

**૧૧ બનારસ**–પાટણ તાલુકાની ઉત્તર તરફની સરહદે થઇને કચ્છના રણમા જાય છે.

**૧૨ વાત્રક**–ડુંગરપુર પાસે ઉત્પન્ન થઇ વઉઠા આગળ સાબરમતીને મળે છે

**૧૩ ખારી**–(બીજી) દહેગામ તાલુકામાં વહી સાબરમતીને મળે છે.

## નવસારી પ્રાંત.

**૧૪ તાપી**–સાતપૂડાના ડુંગરમાથી સુરત પાસે ખંભાતના અખાતને મળે છે.

**૧૫ મીંઢાળા**, **૧૬ કાવેરી**, **૧૭ કીમ** — રાજપીપળાના ડુંગરમાથી નીકળી ખંભાતના અખાતને મળે છે

**૧૮ પૂર્ણા**–રાણીઆંબાના ડુંગરમાથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**૧૯ અંબિકા**–રાયગઢ પાસેથી નીકળી અરબી સમુદ્રને મળેછે.

## અમરેલી પ્રાંત.

**૨૦ શેત્રુંજી**–ગીરના ચાચઇ નામના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે

**૨૧ ધાતરવાડી**–ગીરના ડુંગરમાથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**૨૨ શેત્રુંજી**, **૨૩ વડી** — ગીરના ડુંગરમાથી નીકળી તેમનો અમરેલી આગળ સગમ થઇ તેઓ આગળ જતા શેત્રુંજીને મળે છે

૨૪ **શીંગવડા**–ગીરના ડુંગરમાથી નીકળી કોડીનાર પાસે અરબી સમુદ્રને મળે છે.

આપણે વડોદરા રાજ્યમા રહીએ છીએ આપણા ઉપર ગાયકવાડ સરકાર રાજ્ય કરે છે તેઓ જાતે મરેઠા છે. આપણા હાલના મહારાજાનું નામ શ્રીમત સયાજીરાવ મહારાજ છે. શ્રીમત મહારાજા સાહેબને ત્રણ કુવર અને એક કુવરી હાલ છે તેમના નામ (૧) જયસિહરાવ, (૨) શિવાજીરાવ, (૩) ધૈર્યસિહરાવ. કુંવરી ઇંદીરારાજા છે તેમનુ લગ્ન કુચબિહારના મહારાજા સાથે થયુ છે.

સૌથી મોટા કુંવર ફત્તેસિહરાવ હતા તેઓ સ્વર્ગવાસ થયા છે. તેમને હાલ બે કુવરી અને એક કુવર છે. કુવરનુ નામ પ્રતાપસિહરાવ અને કુવરીનાં નામ ઇંદુમતી અને લક્ષ્મીદેવી છે.

આપણાં હાલના રાજમાતુશ્રીનુ નામ ચીમનાબાઇ છે

ગાયકવાડ સરકારની રાજગાદી વડોદરામાં છે વડોદરા શહેર વિશ્વામિત્રી નદી ઉપર આવેલુ છે. વડોદરા રાજધાનીનુ શહેર લગભગ પોણાબસે વર્ષથી થયુ છે

રાજ્યના બંદોબસ્ત માટે ચાર ભાગ કર્યા છે, તે દરેકને પ્રાંત (જીલ્લો) કહે છે

(૧) કડી પ્રાંત (૨) વડોદરા પ્રાત. (૩) નવસારી પ્રાત. (૪) અમરેલી પ્રાત વડોદરા રાજ્યની એકદર વસ્તી ૨૦૩૨૭૯૮ માણસની છે ગામની સખ્યા ૩૦૯૪ છે, અને રાજ્યમા કુલ ૪૨ મહાલ અથવા તાલુકાઓ છે.

## ૧ કડી પ્રાંત.

**સીમા**—ઉત્તરે રાધનપુર અને પાલણપુર સસ્થાન પૂર્વે ઇડર સંસ્થાન, અમદાવાદ જીલ્લો અને મહીકાઠા એજન્સી દક્ષિણે–ખેડા તથા અમદાવાદ જીલ્લો પશ્ચિમે–અમદાવાદ જીલ્લો, મહીકાંઠા અને રાધનપુર સસ્થાન છે.

| તાલુકા. | નદીઓ. | તાલુકાનાં મુખ્ય શહેરો. | વિશેષ હકીકત |
|---|---|---|---|
| પાટણ | સરસ્વતી | પાટણ, બાલીસણા, સંડેર, | આ પ્રાંતની |
| | બનાસ, | મણુંદ, રણુંજ, કંથરાવી | વસ્તી ૮, ૩૨ |
| સિદ્ધપુર | સરસ્વતી | સિદ્ધપુર, ઉંઝા, ઉનાવા, અને | ૧૬૨ માણસો- |
| | | ઈઠોર, ઉપેરા. | ની છે, એકં- |
| ખેરાળુ | રૂપેણ, ખારી | ખેરાળુ,વડનગર,ઉમતા સુંઢીયા | દરે ૧,૦૯૨ |
| | | સિપોર, ડભોડા, લુણવા,જાસ્કા | ગામો છે. |
| ચાણસ્મા | રૂપેણ | ચાણસ્મા, ધીણોજ, વડાવલી, | જમીન સપાટ |
| | | સંખલપુર, મુઢેરા, | અને રેતાળ |
| વિસનગર | રૂપેણ | વિસનગર, વાલમ; ભાંડુ, કાંસા, | છે વરસાદ સા- |
| | | કડા, દેણપ, | ધારણ પડે છે. |
| મહેસાણા | રૂપેણ, ખારી | મહેસાણા, લાંધણજ, લીંચ, | તેથી બાજરી |
| | | ખેરવા, બલોલ, મેરૂ, પાચોટ | જુવાર વિગેરે |
| વિજાપુર | સાબરમતી | વિજાપુર, લાડોલ, ગોજારીયા | ધાન્યો પાકે |
| | | વસઇ, ચરાડા, પીલવાઇ. | છે. આ પ્રાં- |
| કડી | ૦ | કડી, ડાંગરવા, રાજપુરકંડ, મો- | તની હવા |
| | | ડાઆદરજ, નંદાસણ, થોળ. | સુકી અને |
| કલોલ | સાબરમતી | કલોલ, સઇઢવ, રૂપાલ, કોલવડા | સારી છે. |
| | | નારદીપુર, રાંધેજા, ઉનાઉ. | લોકો સાદા |
| દેહગામ | સાબરમતી | દેહગામ, બહિએલ, નાંદોલ, | અને ભોળા છે. |
| | મેશ્વો,ખારી | મોટા ઇસનપુર છાલા, કડવાડા. | કોઇ કોઇ સ્થ- |
| | | **પેટા મહાલો.** | ળે અફીણનો |
| હારીજ | સરસ્વતી. | હારીજ, અડીયા. | પાક થાય છે. |
| (પાટણનો) | બનાસ | | |
| આતરસુંબા | વાત્રક, વરાંશી | આતરસુંબા, કાણિએલ, કનીપુર | |
| દેહગામનો) | ધામણ,મોહોર | | |

# વડોદરા પ્રાંત.

**સીમા**–ઉત્તરે ખેડા જીલ્લો. પૂર્વે–રેવાકાંઠા અને પંચમહાલ, દક્ષિણે–ભરૂચ જીલ્લો રાજપીંપળા સંસ્થાન અને નર્મદા નદી પશ્ચિમે–ખંભાત સંસ્થાન તથા ખેડા જીલ્લો આવેલા છે.

| તાલુકા. | નદીઓ | તાલુકાના મુખ્ય શહેરો | વિશેષ હકીકત. |
|---|---|---|---|
| પેટલાદ | મહી, શેઢી | પેટલાદ, સોજીત્રા, નાર, ધર્મજ, વસો, પીજ, મહેળાવ, ચાગા, બાકરોલ | આ પ્રાંતમા ૫,૮૭,૫૫૫ માણસોની |
| સાવલી | મીની, વિ-શ્વામિત્રી. | સાવલી, મોખડા, ગોઠડા, તુ-ડાવ, ડેસર, સાકરદા, સાઢાસાલ, | વસ્તી છે,અને કુલ ૯૩૬ |
| વાઘોડીયા | સૂર્યો, જા-બુઓ,વિશ્વા-મિત્રી | વાઘોડીઆ, જરોદ, રવાલ, માડધર, સાગાડોલ, ભણિઆરા ( સયાજી સરોવર છે ) | ગામ છે. જ-મીન રસાળછે, માણસોમાયા- |
| વડોદરા | મહી, ઢાઢર, જાબુઓ, વિશ્વામિત્રી | વડોદરા, છાણી, કોયલી, ગોરવા ભાયલી, વરણામા, ઇટોલા, મકરપુરા | ળુ છે. જોઇતો વરસાદ પડે છે રાજ્યગાદી વ- |
| પાદરા | મહી, ઢાઢર વિશ્વામિત્રી | પાદરા, મુજપુર, વડુ, કરખડી, ફરાપુરા, ડબકા, ડભાસા. | ડોદરામાં છે, તેમા રાજમ- |
| ડભોઇ | ઢાઢર, ઓર,હેરણ | ડભોઇ, કારવણ, મંડાળા, સાઠોદ, નડા | હેલ, ડફ્રીન હોસ્પીટલ,કો- |
| સંખેડા | ઉચ્છ. | સંખેડા, બહાદરપુર, ભાટપુર, વાસણા, કોસિંદ્રા, માકણી. | લેજ અને ક-લાભવન છે ક- |
| શિનોર | નર્મદા, ઓર | શિનોર, બરકાલ, ફોફળીયા, કરનાળી, તેન. | માટીબાગ,શા- |

| | | | |
|---|---|---|---|
| ચાણોદ | નર્મદા, ઓર | ચાણોદ | કબાજીની મારડીટ અને ન્યાય મંદીર જોવા જેવુ છે |
| કરજણ | ૦ | મિયાગામ, કરજણ, વલણ, કંડારી, કોરલ, ચોરંડા | |
| | | **પેટા મહાલો.** | |
| ભાદરણ (પેટલાદનો) | મહી | ભાદરણ, વાલવોડ, ઝારોળા, બામણગામ, સિસ્વા | |
| તિલકવાડા (સંખેડાનો) | નર્મદા, મીણી | તિલકવાડા, અમરોલી | |

**ટીપ**—૧ પેટલાદ મહાલના ઉત્તર તરફના ભાગને **ચરોતર** કહે છે તેની જમીન ગોરાડ અને રસાળ છે અને મુખ્ય પેદાશ **તંબાકુ**ની છે

૨ ચોરંદા, શિનોર અને ડભોઈ મહાલની જમીન કાળી છે અને તે ભાગને **કાનમ** કહે છે મુખ્ય પેદાશ **કપાસ** અને જુવાર છે.

૩ સાવલી અને વાઘોડીયા મહાલના ભાગને **ચોરાશી** કહે છે. મુખ્ય પેદાશ ડાગર છે

૪ પાદરા તરફના ભાગને **વાકળ** કહે છે મુખ્ય પેદાશ **બાજરી, તુવેર, અને કઠોળ** છે.

૫ સખેડા મહાલનો પૂર્વ તરફનો કેટલોક ભાગ **જંગલ** છે તેમાં ઇમારતી લાકડાં અને સોનગીર તથા મોતીપરા ગામ આગળ પથ્થરની ખાણો છે તેમાથી ઇમારતી પથ્થર નીકળે છે

## નવસારી પ્રાંત.

**સીમા**—ઉત્તરે—ભરૂચ જીલ્લો અને રાજપીપળા સસ્થાન પૂર્વે—ખાનદેશ અને સુરત જીલ્લો દક્ષિણે—સુરત જીલ્લો, વાંસદા અને ધરમપુર સંસ્થાનો, પશ્ચિમે—સુરત જીલ્લો અને અરબી સમુદ્ર છે,

